શ્રી પર્યુષણા મહાપર્વના અવસરે, તે તે ગામમાં બિરાજતા પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને અમે સમિતિને સહાયતા કરવાનો ઉપદેશ આપવાની વિનંતી કરી હતી. અમારી આ વિનંતીને ધ્યાનમાં લઈને અમને નીચે જણાવેલ સંઘો અને મહાનુભાવો તરફથી મદદ મળી છે.

૫૧) પરમ પૂજ્ય મુનિમહારાજ શ્રી. દર્શનવિજયજી મહારાજ આદિના સદુપદેશથી શેઠશ્રી ભોળાભાઈ જેશિંગભાઈ, અમદાવાદ.

૩૧) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રીચંપકસાગરજી મહારાજના સદુપદેશથી શ્રી સંઘ કમિટી, ખીવાણુદી.

૨૫) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયતીન્દ્રસૂરિજી મહારાજના સદુપદેશથી શ્રીજૈન શ્વેતાંબર સંઘ, સીયાણા.

૨૫) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રીયશોભદ્રવિજયજી મહારાજના સદુપદેશથી શ્રીજૈન યુવક મંડળ, વાપી.

૨૦ાા પરમપૂજ્ય મુનિમહારાજ શ્રીયશોભદ્રવિજયજી મહારાજના સદુપદેશથી શ્રીયુત ગુલાબચંદ મકનજી તરફથી શ્રીમતી ચંપા બહેન તથા શ્રીમતી રતન બહેને કરેલ અઠ્ઠાઈની તપસ્યા નિમિત્તે, વાપી.

પરમપૂજ્ય ઉપાધ્યાય શ્રીભુવનવિજયજી ગણિના સદુપદેશથી પીંડવાડામાંથી 'શ્રીજૈન સત્ય પ્રકાશ' ના ૨૫ ગ્રાહકો નોંધાયા છે, અને બીજી મદદ મળવાની આશા છે.

આ મદદ માટે ઉપદેશ આપનાર પૂજ્ય મુનિમહારાજોનો અને મદદ મોકલનાર શ્રીસંઘ કે સદ્‌ગૃહસ્થોનો અમે આભાર માનીએ છીએ.

## વિનંતી

અન્ય શહેરોમાં કે ગામોમાં બિરાજતા અન્ય પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને સમિતિની મદદ માટે તે તે ગામના સંઘો અને સદ્‌ગૃહસ્થોને ભારપૂર્વક પ્રેરણા કરવાની અને ઉપદેશ આપવાની અને શ્રીસંઘ તથા સદ્‌ગૃહસ્થોને મદદ મોકલી સમિતિના કાર્યમાં સહકાર આપવાની અમે વિનંતી કરીએ છીએ.

આશા છે કે અમારી આ વિનંતી અવશ્ય સફળ થશે.

—વ્યવસ્થાપક